# અલકરંભા

## નાટકના ગાયનો.

રચનાર

જે. એમ. ધુપેલવાલા.

છપાવી પ્રસિદ્ધ કરનાર

શ્રી સત્ય વિજય નાટક સમાજના માલેકો

હાલ-એમ્પાયર થીએટર. કોટ-મુંબઇ.

બઇ નં. ૯૩, ચીંચપોકલી પરેલ રોડ પર લેડી નાર્થકોટ હિંદુ ઓર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં ધોંડીબા નારાયણ વનારસે શ્રી સત્ય વિજય નાટક સમાજના માલીક જમનાદાસ જયસુખલાલના માટે છાપ્યું છે.

આવૃત્તિ ત્રીજી પ્રત ૫૦૦૦

કિમ્મત ૦-૨-૦ (બે આના)

શ્રી

# અલકરંભા.

## નાટકનો ટુંક સાર.



પ્રથમા રંભમાં-સુત્રધાર તથા નટી વસ્તુ વિવેચન કરે છે.

પ્રવેશ પહેલો-સ્થળ અલકરંભાનો શયનગૃહ, ઉદયસિંહને ભયંકર સ્વપ્ન-અલકરંભાનું સાંતવન કરવું. પાછળથી ભાગ્યદેવીનું આવવું. અલકરંભાને દિલાસો આપવો.

પ્રવેશ બીજો-સ્થળ-રસ્તો. રસ્તામાં કરમચંદ પાછળથી રસિકા, કરીમ તથા નવલનું આવવું.

પ્રવેશ ત્રીજો-રાજાના શત્રુ કુરસિંહની કચેરી, વેપારીઓની ફરીયાદ કરવા આવવું, ઉદયપુરી ઉપર ચડાઈ લઇ જવા કુરસિંહનો વિચાર.

પ્રવેશ ચોથો-સ્થળ-કપટસિંહનું દીવાનખાનું. ઉદયસિંહ ગાદી પચાવવાના વિચારમાં પાછળથી કુરસિંહનું આવવું બંનેની મસલત.

પ્રવેશ પાંચમો-સ્થળ-મહાદેવનું મંદિર. કરમચંદનું આવવું. પાછળથી રસિકા નવલ તથા કરીમ આવે છે, કરમચંદને બહેરો આંધળો બનાવવા શંકર પાસે રસિકાનું વરદાન માગવું.

પ્રવેશ છઠ્ઠો–સ્થળ–જંગલ કુરસિંહના લશ્કરની કવાયત.

પ્રવેશ સાતમો–સ્થળ–ઉદયસિંહનું દિવાનખાનું. અલકરંભાને થતા અપશુકન. પાછળથી ઉદયસિંહનું આવવું. અલકરંભાને સમજાવી ઉદયસિંહનું લડાઈમાં જવું.

પ્રવેશ આઠમો–સ્થળ રસ્તો કપટસિંહ રાજ્ય પચાવવાના વિચારમાં. પાછળથી ઉદયસિંહનું આવવું અને કપટસિંહને સમજાવી લડાઇમાં મોકલાવવું.

પ્રવેશ નવમો–સ્થળ–ઉદયપુરીનો કિલ્લો. કુરસિંહના લશ્કરનું આવવું. કપટસિંહનું ગુપ્ત રીતે મળી જવું. બંને લશ્કરની લડાઇ. ઉદયસિંહનું લશ્કર પાછું હઠે છે. કુરસિંહનું લશ્કર કિલ્લો તોડી કિલ્લામાં દાખલ થાય છે. ઉદયસિંહનું નાસી છુટવું.

ટેબલો.

# અંક બીજો.

પ્રવેશ પહેલો–સ્થળ–ઉદયપુરીના તખ્ત ઉપર, કુરસિંહ કપટસિંહને તેના કૃત્યનો બદલો, ઉદયસિંહની શોધમાં માણસો મોકલવાં.

પ્રવેશ બીજો–સ્થળ–સાદું જંગલ. જગંલમાં અલકરંભા શિકારે નીકળેલા કામાંધસિંહનું આવવું અને અલકરંભાનું લઇ જવું.

પ્રવેશ ત્રીજો–સ્થળ–કરમચંદનું ઘર. કરમચંદનું આંધળા બહેરા થઇ બેસવું. પાછળથી કરીમ તથા નવલનું આવવું. કરીમ તથા નવલને માર પડવો.

પ્રવેશ ચોથો-સ્થળ-વણઝારાનું ઘર. વણઝારીના પતિના વિયોગ વિષેના વિચાર, પાછળથી વણઝારાનું આવવું, અને પુત્ર મલવાના સમાચાર આપવા.

પ્રવેશ પાંચમો-સ્થળ-નદીનો દેખાવ. વણઝારાના પુત્રનું રમવું અને એક બ્રાહ્મણ તથા બ્રાહ્મણીનું આવવું, પાછળથી રાજા માન-સિંહનું આવવું અને વણજારાના પુત્રનું બ્રાહ્મણને ન્યાય આપવો.

પ્રવેશ છઠો-સ્થળ-જંગલ. કુરસિંહની છોકરીનું પાલખીમાં બેશી આવવું, તેને ભીલોનો ભેટો થવો, પાછળથી ભીલના વેષમાં ઉદયસિંહનું આવવું અને કુરસિંહની છોકરીનો છુટકારો થવો.

પ્રવેશ સાતમો-સ્થળ રસ્તો. રસિકાનું આવવું, પાછળથી કરીમ તથા નવલનું આવવું.

પ્રવેશ આઠમો-સ્થળ-કામાંધસિંહનું દીવાનખાનું. અલકરંભા ( કેદખાનામાં ) કામાંધસિંહના મ્હેલમાં, પાછળથી કામાંધસિંહનું આવવું અને અલકરંભાને સમજાવવું, છેવટે અલકરંભાનું કામાંધસિંહનું ખુન કરી નાસી છુંટવું.

## અંક ત્રીજો.

પ્રવેશ પહેલો-સ્થળ-કામાંધસિંહની છોકરીનો બાગ. સખીઓ ગરબો ગાયછે, પાછળથી ઉદયસિંહના પુત્ર શુરસિંહ ઉર્ફે યુગલ-સિંહનું આવવું, બંનેનો પ્રથમ પ્રેમ સંબંધ.

પ્રવેશ બીજો-સ્થળ-નાયકાનું ઘર. નાયકાના ઘરમાં અલકરંભા, નાયકાનું અલકરંભાને સમજાવી કચેરીમાં નાચવા લઈ જવું.

પ્રવેશ ત્રીજો-સ્થળ-કરમચંદનું ઘર. કરીમ તથા નવલનું આવવું, બંનેનું ખુન થવું, રસિકાનું ઠેકાણે આવવું.

પ્રવેશ ચોથો-સ્થળ-રસ્તો. માનસિંહના હજુરીઆનું આવવું.

પ્રવેશ પાંચમો-સ્થળ-માનસિંહની કચેરી, કચેરીમાં અલક-રંભાનું નાચવા આવવું પાછળથી ઓળખાણ થવી.

પ્રવેશ છઠો-સ્થળ-જંગલ. જંગલમાં ઉદયસિંહ ભીલો સાથે. પાછળથી શુરસિંહનું આવવું; બાપ દીકરાની ઓળખાણ થવી.

પ્રવેશ સાતમો-સ્થળ-ઉદયપુરીનું તખ્ત. શુરસિંહ તથા ઉદયસિંહનું લશ્કર લઇ ચડી આવવું, શુરસિંહને ગાદી ઉપર બેસાડવો, કુરસિંહનો છુટકારો, છેવટનો આનંદ, ઈશ્વર સ્તુતિ.

અસ્તુ.

સમાપ્ત.

# મુખ્ય પાત્રોના નામ.



## પુરૂષ પાત્રો.

| | | | |
|---|---|---|---|
| ઉદયસિંહ | ... | ... | ઉદયપુરીનો રાજા. |
| કુરસિંહ | ... | ... | કુંદનપુરીનો રાજા, ઉદયસિંહનો |
| | ... | ... | કટ્ટો શત્રુ. |
| કપટસિંહ | ... | ... | ઉદયસિંહનો કાકાનો છોકરો |
| શુરસિંહ ઉર્ફે યુગલસિંહ | | ... | ઉદયસિંહનો છોકરો |
| કામાંધસિંહ | ... | ... | વિશાળગઢનો રાજા |
| કરમચંદ | ... | ... | એક લક્ષાધીપતી વાણીઓ |
| કરીમ તથા નવલ... | | ... | રસિકાના આશકો |

તે સિવાય ભીલો, પ્રધાન, ચોપદાર વણઝારો, વણઝારી વિગેરે.

——:o:——

## સ્ત્રી પાત્રો.

| | | | |
|---|---|---|---|
| અલકરંભા | ... | ... | ઉદયસિંહની રાણી |
| શાન્તાકુમારી | ... | ... | કામાંધસિંહની પુત્રી, પાછળથી |
| | ... | ... | શુરસિંહની રાણી |
| રસિકા | ... | ... | એક છટકેલી સ્ત્રી, વાણીઆ |
| | ... | ... | કરમચંદની સ્ત્રી |
| ભાગ્યદેવી | ... | ... | એક વિધાત્રા અલકરંભા ઉપર પુર્ણ |
| | ... | .. | પ્રસન્ન થયેલી |

તે સિવાય વણઝારી, દાસ, દાસીઓ વિગેરે.



શ્રી

# અલકરંભાના નાટકના ગાયનો.

સુત્રધાર— ૧.

નમીએ દેવી સરસ્વતિ
દુખદ હરણી–સુખદ કરણી
શ્વેત વરણી, વદન નમણી. નમીએ.
મયુરને સંગે નચવતી
શાંતી દ્રવતી માળા જપતી
સ્તુતિ શુણી વરદાને વરતી. નમીએ.

૨.

સુવર્ણને સૌ કોઇ તપાવે હીરો કસોટી ચડાવે
સતી પ્રકાશે સંકટ આવે ઉતમ પદને ધરાવે
શંકા તજને તું શાણી વદે છે શાસ્ત્ર એવી વાણી.

નટી— ૩.

સતી નારી તણી બલિહાર છે
ધન્ય ધન્ય તેનો અવતાર છે
સ્વામી સેવા કરી, પિયુ સંગે રહી
હાં...હાં...હાં...હાં. સતી નારી.
નિજપતીનું હિત ઇચ્છનાર છે
પ્રભુ સમ પતિને પુજનાર છે
સતી સુખે રહી નિજપતિ ગૃહી
હાં...હાં...હાં...હાં. સતી નારી.

અલકરંભા— ૪.

શાન્તીમાં પોઢો પ્રિતમ પ્રાણ
ચિંતાને દુર કરી શાન્તીમાં.
રજની રહી છે થોડી પિયુજી
વાય ઢોળું હું કિંકરી. શાન્તીમાં.

ભાગ્ય દેવી— ૫.

ચડતી પડતી છાંયડી ઘડી આવે ને ઘડી જાય
બાળા આવે ને વહી જાય.
મુરખ જન તેમાં ગોથાં ખાય
મુંઝાય, અકળાય. ચડતી પડતી.

ધુમાડાના ગોટા જેવા
ચડતી પડતીના રંગ તેવા
ફોકટ કાં મુંઝાય
અરે દુઃખી થાય
બેની અકળાય. ચડતી પડતી.

રસીકા— ૬.

એ......લટકે મટકે ચટકે
કેવી લટકે મટકે ચટકે
જાવું પુજન કરવાને. એ......લટકે.

શંભુ રીઝાવું ફળ ઇચ્છીત લાવું
અંધો બહેરો બનાવું ગમારને
હાં અંધો બહેરો બનાવું ગમારને. એ......લટકે.

જોબને અંધો બહેરો એ પીટીયો
મોજ મજા કરૂં મન માની હું
યાર સાથે મજા કરૂં મન માની હું.     એ......લટકે.

કપટસિંહ—
૭.

બિછાવું કપટજાળ બનું ઉદયનો કાળ
ભોળાવી ભુપાળ બની જઉં સરદાર
કેવો કપટી કળાવાન સૌ રાખે મારૂં માન
તોડી તેનું ગુમાન કરૂં તેને હું હેરાન
મારી એવી કળા હોય ભેદ જાણે નહિં કોય
વીશ્વાસ મુકી જોય પછી હાથ દઇને રોય

રસીકા—
૮.

બસ કરૂં હવે હું મજા
આ મુજ્યારની સાથે

નવલ—હરશું ફરશું ભેળા જમશું
કરશું લીલા લ્હેર
રમણી સાથે રહેશું નિશદીન
કોણ જાય છે ઘેર.     બસ કરૂં.

કરીમ—યે મેરી પ્યારી કામણગારી
ક્યા તેરી તદબીર
બુઢાકું એ હાલ બનાકે
ખીલાયગી અબ ખીર.     બસ કરૂં.

રસિકા—પ્રિતી મારી તમપર સારી
આપો કંઇ ઇનામ

**કરીમ**—કુરબાન કુરબાન મેરી જાન
**નવલ**—લે લે આ મોટું ઇનામ. બસ કરૂં.

**લશ્કર**— ૯.

શત્રુ દળ સંહારી વધારો યશ તમામ.
વિજય વિજય મેળવીએ સત્વર, એવી મનમાં હામ.
ક્ષત્રીનું કુળ દીપાવો ભીડીને મનમાં હામ.
દુશ્મનને સત્વર મારી, દીપાવો ક્ષત્રી નામ
રણભુમિમાં જંગ મચાવી યશ મેળવવા હામ.

**સેનાધિપતી**—

બાહોશી બતાવો મારા સૈનિકો તમામ

**ઉદયસિંહ** ૧૦.

શત્રુ મારી સત્વર આવું, પ્રિયા પાસ તારી
કરશે મ્હારી સહાય મોરારી ગીરધારી.
જો તું ક્ષત્રીની નીતી રીતીને વિચારી.

**અલકરંભા**—સ્હાય કરશે મોરારી આશીશ એવી મારી.

**ઉદયસિંહ**— ૧૧.

જાઉં જાઉં હું રણભુમિમાં
શત્રુ દળ સંહાર સારૂ
ઉદય છું ઉદયપુરીનો સુર્યવંશી પાટવી (૨)
હરૂં ક્ષણમાં પ્રાણ તેનો (૨)



# અંક ૨ જો.

કપટસિંહ— ૧૨

બસ છોડ એને ઠાર મારૂં સત્વર હું આવાર
કાપી ધડથી શીશ જુદું પહોંચાડું જમદ્વાર
ફીટકાર છે ધીક્કાર છે ધીક્કાર વાર હજાર
લઇશ આનું વેર પુરૂં કરી હાલ બેહાલ

અલકરંભા— ૧૩

સુજે નહિં હો હરિ હરિ, વસું જઇ હું ક્યાં
છુપાડું ક્યાં જઇ પુત્રને શત્રુ ફરે જ્યાં ત્યાં. સુજે.
છુપા રહેવું કેમ માહરે, આ જંગલની માંય
ક્યાં હશે મમ પ્રાણ પ્યારો, જઇ મલું હું ત્યાંય. સુજે.

કામાંધસિંહ— ૧૪

હઠ તજી સાથે સલુણી મારી ચાલો

અલકરંભા— દુર થા માગે તું મોત શાને ઠાલો

કામાંધસિંહ— હવે ચાલો, હવે ચાલો
હવે ચાલો તજો હઠ ઠાલો.
આવી મંદિરમાં મોજ મજા માણો
રાજ મારૂં છે મોટું રમણી
આવી મંદિર દીપાવો પદમણી
સોંપી રાજ બનું દાસ હું તમારો—હવે ચાલો.

વણજારી— ૧૫

રક્ષા કરજો સ્વામી મારાની રણછોડજીરે.
ઘટ ઘટમાં પ્રભુ વાસ છે તારો

ગયો વિદેશે પતિ મુજ પ્યારો
વાટે બીતી છે બહુ ભારી ચોરનીરે. રક્ષા કરજો.
પુત્ર રત્ન વિણ જીવતર ખારૂં
સ્વામી સેવાથી મન વારૂં
ધારી ઉરમાં અર્જ પુરો મમ કોડજીરે. રક્ષા કરજો.

વણઝારો— ૧૬

લે પુત્ર આ પ્યારી હુલરાવનારી
પુરી પ્રભુએ આશ
આજે મારી પુરી પ્રભુએ આશ લે પુત્ર આ પ્યારી.
ભોળા નાથની ભકિતનું ફળ
મળ્યું છે આજે ખાસ
જટાધારી ગિરિજાપતીએ ( બે વાર )
ભેટાળ્યો વનમાં ખાસરે લે પુત્ર આ પ્યારી.
પુત્રના મુખનું તેજ જો પ્યારી
જાણે કોઇ રાજકુમાર
વદન કાંતી છે કેવી મનોહર
જોઇ ટળે મુખ પ્યાસરે. લે પુત્ર આ પ્યારી.

૧૭

વણઝારો— મારા ભાગ્યતણો નહિ પાર
મુજને મલીઓ આ સુકુમાર
વણઝારી— હુલરાવું ઝુલાવું પ્રીત્યે
લડાવું નીત્યે લાડ
વણઝારો— ધન્ય ઘડી ધન્ય આજે
દીન મારો તોરણ બાંધું બાર. મારા ભાગ્ય

૧૮

માનસિંહ—આની રમતથી દીસે કોઇ રાજકુમાર
કોણ કુખ હશે એણે દીપાવી
ધન્ય ધન્ય જનુની જન્મ દેનાર  આની રમતથી
ઈનસાફની રીતી આ લઘુની જોઇ
પ્રગટે છે મુજ મન હુલ્લાસ  આની રમતથી
પુત્રી મારી એક છે પ્યારી
આપીને રાખું મારી હું પાસ  આની રમતથી

૧૯

રસિકા— મુરાદ પુરી પડશે હવે મારીરે
કેવી નારી: હું કામણગારી
હાંરે કેવી નારી હું કામણગારી
ઓહો કેવી નારી હું કામણગારી
વાહવાહ કેવી નારી હું કામણગારી
નયન કટારી મીઠી મારી પુરૂષને
થૈ થૈ થૈ થૈ નચાવ નારીરે  કેવી નારી
લટકેથી ચાલી હું તો મટકેથી મહાલી
નખરે નખોદ વાળ નારીરે  કેવી નારી

૨૦

કામાંધસિંહ— માન પ્યારી માન જરા
મારૂં કહયું માન
શુદ્ધ પ્રેમ મારો તું
શાણી પિછાણ

રાજ સાજ સર્વે
આ તારૂં તું જાણ
તુજ પ્યાર પર કરૂં
જીંદગી કુરબાન

અલકરંભા ૨૧

જા જા દુર થા પાજી
પ્યારી કહેતાં મરે નહિ લાજી જા જા
ધર્મ બંધુ તું મારો કહેવાયે
પ્યારી કહેતાં નહિ લજવાયે.
અપવાદે રહીશ તું ગાજી. જા જા

અલકરંભા— ૨૨

આજ સુધી કરી કસોટી તારા પ્યારની
પ્યારની પ્યારની પ્યારની. આજ સુધી
બ્રાન્ડી મગાવ અહીં લીજતદાર સારૂં
પાત્ર હીરાથી જડીત્ર રૂપાળું
પુરૂં આશ તારી આ વારની. આજ સુધી



# અંક ૩ જો.

સખીઓ— ૨૩

કેવી દીસે છે સખી જો જો બેની મદભરેલી.
રૂપ રંભાનું જોઇને કહું છું મન મેલી.
યૌવનથી ખીલી રહ્યા બેની જોને નેત્ર તેનાં
કરમાયલાં કોઈ ટાણે સખી દીશે શાનાં

૨૪

સતી શૃંગાર સજો શોભતાં રે હાં
જેથી તરાયે ભવપાર સુખ સારરે
ભાવે સેવો ભરથારને રે હાં

સાખી

સદ્‌ગુણ શાણી સુંદરી આભ્રણ શોભે અંગ
યશ ગવાય આ અવનીમાં અખંડ રહો પિયુ સંગ.
એવા આભ્રણ ધરો શોભતાં રે હાં
જેથી દીપાવો કુળ નામ પતિ નામરે
પાળો સદા પતિવૃતને રે હાં સતિ શૃંગાર.
મનની શોભા જ્ઞાન રત્નથી, તન શોભા શૃંગાર,
મુખની શોભા મધુર વચનથી, પ્રાણપતિથી નાર
એવા શૃંગાર રૂડા ઓપતા રે હાં
તેનું યુગે યુગમાંહી અમર નામ શુભ કામરે
તેથી તરાયે ભવપારને રે હાં સાત.

૨૫

શાન્તાકુમારી—શાણું સ્નેહ ધારી આવો
આ દાસીને સ્વીકારો શાણા.

શુરસિંહ—સલુણી ધીરજ ધારો
હું દાસ છું તમારો શાણા

શાન્તાકુમારી—કરી અરપણ જીંદગી તમને
સાથે લઇ ચાલો અમને
બસ પ્રેમ તણે હીંડોલે વ્હાલા
આનંદે ઝુલાવ શાણા.

અલકરંભા— ૨૬

ઉભી છું પ્રભુ કો, નારે હું અવાસમાં
પતિ વિખુટી છતાં હજી જીવતીજ જો
પુત્ર પ્યારો કયાં હશે એ નાથજી
નથી વીતી કાંઇ બાકી દીનાનાથ જો

અલકરંભા— ૨૭

ભાવીકી ન્યારી હય ન્યારી હય ન્યારી હય
ન્યારી ખુબી ન્યારી ભાવીકી.
રાયકો રંક બનાવે પલકમેં . .
પલમેં રંક રાય અધિકારી
અધિકારી અધિકારી ખુબ ન્યારી ભાવીકી.
ભાવીકે ચક્રસે કોઇ બચેનાં
ભાવિકે આધીન હય દુનીયાયે સારી
યે સારી યે સારી ખુબી ન્યારી ભાવીકી.

૨૮

અલકરંભા—સુર્યવંશી સતી હું નાર છું પિતાજી મારા
કયાં હશે ઉદયપુરીના રાજસ્વામી મારા

સાખી

પરાક્રમી મમ પ્રાણ છે, સુર્યવંશી રણધીર
ભાવીથી જુદાં પડયાં, ત્રણ અમોહા વીર.
વીખુટી પડાવી બાલથી, કામાંધ મુજને લઇ ગયો
મુજને કરી વીર કેદ, પાછળથી ક્રુર કપટી થયો.
સમજાવ્યો સમજયો નહિ, ત્યારે માર્યો ત્યાંય
નાશી છુટી ત્યાંયથી, આવી જંગલની માંય.
કામાંધને મારી તહીંથી, નાશી છુટી એકલી
વાટે ગુણીકાએ ગૃહી, પકડીને લાવી તે અહીં.
નૃત્ય કરવા તેડી જાવા, શંખણી સતાવતી
સવાલાખ ગાયન તણા, રૂપિયાહ તેને બતાવતી.
કબુલાવી કુલટા જુલમથી, તે મુજને લાવી અહીં
તે પછીની સર્વ બંધુ, બાના જાણો છો સહી.

૨૯

શુરસિંહ—પત્તો મલ્યો ન પિતાનો
નહિ મલ્યો પિતાજીનો
વનવન રખડયો જંગલ ભટકયો
ભટકયો પહાડે પહાડ
ફર્યો ગીરી ગુફા વનવાટ
નદીના ઘાટ કયાં જોઉં પિતુ વાટ
નહિ મલ્યો પિતાજીનો પત્તો મલ્યો ન.

૩૦

સર્વે—જય જય જુગદાધાર
થયો આનંદ આજે અપાર
સતી તણો મહીમા અપાર
પ્રભુ ઉતારો ભવજલ પાર
વિજય વિજય સદા કરજો મોરાર. જય જય.

